# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ

જૂન – ૨૦૧૭







-: સંપાદક :-
સુલતાન સિંહ 'જીવન'




# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ ~

| વર્ષ – ૨ | અંક - ૬ | સળંગ અંક – ૧૦ |

| જુન – ૨૦૧૭ |

~ સંપાદક ~

## સુલતાન સિંહ

## કાવ્યગોષ્ઠી ટીમ

મેહસાણા – ૩૮૪૦૦૨

મોબાઈલ – ૯૯૦૪૧૮૫૦૦૭

kavygoshthi@gmail.com

http://kavygoshthiblog.wordpress.com/

સૌપ્રથમ તો સર્વે
વાચક મિત્રોનો આભાર.

કાવ્યગોષ્ઠી સામાયિકનો દશમો અંક આજે આપની સમક્ષ રજુ કરતા જાણે ગુજરાતી સાહિત્ય જગતમાં એક આખો દાયકો વિતાવ્યો હોય એવો આનંદ અનુભવી રહ્યો છુ. કાવ્યગોષ્ઠી સામયિકની દશ અંકોની સફરમાં ઘણું મેળવ્યું છે એવો દિલના ઊંડાણમાં એક આનંદ છે તો સાથે સાથે વધુ સારું ન કરી શક્યા હોવાની ગર્ભિત વ્યથાઓ પણ છે. સમય અને સાથે સાથે સલાહકાર તેમજ કારોબારી ટીમના અભાવે કદાચ અત્યાર સુધી ઓછી નહિ કહું પણ ઘણી નાની-મોટી ભૂલો સામયિકમાં ઉદભવી છે. જેમાં ઘણી વાર વાંચકમિત્રો તરફથી સલાહ સૂચનો પણ અમને મળ્યા છે દરેક માર્ગદર્શકે સામયિકને એક વડીલની પેઠે સલાહ-સૂચનો આપીને સાથે સાથે સામયિકને આવકાર્યું છે. જે બદલ સામયિક એ દરેક માર્ગદર્શકનું આભારી રહેશે.

દરેક અંકના પ્રકાશન વખતે અને દરેક વખતની પ્રસ્તાવના વખતે આવતા અંકમાં કઈક વધુ સારું કરવાની ઉત્કંઠા જાગી ઉઠે છે. ઘણું ખરું અમલમાં પણ આવે છે ઘણું ખરું ચર્ચાઓમાં ચર્ચાય છે. પણ આ જ ઉત્કંઠાઓ દ્વારા કાવ્યગોષ્ઠી સામયિકે ધીમી ગતિએ વધુ અસરકારકતા ધારણ કરી છે. અને ભવિષ્યમાં હજુ વધુ સારું કરવાનો અમારો પ્રયત્ન રહેશે.

દરેક વખતે સાહિત્ય સાથે જોડાયેલી નવી વ્યક્તિના ઈન્ટરવ્યું દ્વારા અમે વાંચકને થોડું અલગ અને ભાવતું પીરસવાનો પ્રયત્ન પણ ફાસ્ટટ્રેક ઈન્ટરવ્યુંના મથાળા નીચે કરીએ છીએ. જેમાં અત્યાર સુધીના દરેક અંકોમાં છપાયેલા ઈન્ટરવ્યુંના સાહિત્યકારોનો પણ હુંફાળો સાથ સહકાર મળ્યો છે. જેમાં સાકેત દવે, કિરીટ ગોસ્વામી, રેખા પટેલ 'વિનોદિની', પારુલ ખખ્ખર, અનીલ ચાવડા, અનંત રાઠોડ, કિશોર વ્યાસ, વિનોદ માણેક અને આ વખતના નવીન વ્યક્તિત્વમાં RJ સોનલ બેનનો પણ હું કાવ્યગોષ્ઠી ટીમ વતી આભાર વ્યક્ત કરું છું. દરેકે દરેક પોતાના ક્ષેત્રમાં આગળ પડતા કાર્યરત સફળ વ્યક્તિત્વ દ્વારા પણ કાવ્યગોષ્ઠી સામયિકને જે સાથ અને સહકાર મળ્યો છે એવો જ મળતો રહે એવી આશા અને અપેક્ષાઓ સાથે જય હિંદ...

સુલતાન સિંહ 'જીવન'
[ સંપાદક ]

## વાચક વર્ગને પ્રણામ....

આપણું ગુજરાત તેમજ આપણું ગુજરાતી સાહિત્ય સાચા અર્થમાં સજીવન રહે તેમજ અવિરત પણે માતૃભાષાનું જુનુન દિલમાં ધબકતું રહે એ માટે કાવ્ય વિશ્વમાં એક નવીન પ્રયાસ રૂપે શરૂ થયેલ વોટ્સએપ ગ્રુપ અને પછી એમાં મળેલા સાથ અને સહકાર દ્વારા સર્જાયેલું આ સામાયિક સમોપૂર્ણ પણે વાંચક અને કવિ મિત્રો એમ બંને પક્ષોને સમર્પિત છે. વિસ્તૃત માહિતી મેળવવા માટે નીચે મુજબ સંપર્ક કરી શકો છો.


Contacts :-

kavygoshthi@gmail.com

http://kavygoshthiblog.wordpress.com

dmin :-

http://vichaarvrund.wordpress.com


## -: લાગણીનો તાર :-

નવોદિત કવિઓ તેમ જ સહકાર આપનાર વડીલો, મિત્રો અને ભાવકોનાં અમે હરહંમેશ ઋણી છીએ. સહિત્યમાં નવુ સર્જન કરવું એ એક તપ કરવા બરાબર છે. અને આ તપનું ફળ અમારા ગ્રુપને અત્યાર સુધી મળ્યું છે તો એનું રૂણ ઉતારવું કેમ શક્ય બને, એ માટે અમારી ટીમ સદા આવા ઉતમ સર્જકોની આભારી રહેશે.

~~ કાવ્ય ગોષ્ટિ ટીમ ~~

# અનુક્રમણીકા



## વિશેષ :-

કેટલાય દિવસથી તરસ્યો છે વરસાદ મહેસાણામાં,
મન ભરીને આજ વરસ્યો છે વરસાદ મહેસાણામાં,

એવું નથી પ્રેમની મૌસમ ખીલી શકી ન હતી અહીં,
વિયોગની વેળાએ વરસ્યો છે વરસાદ મહેસાણામાં,

સૂકું હતું ખારી નદીનું તળિયું, ને સૂકું નીલકંઠ તળાવ,
સૂકું ગળું ભીંજવવા વરસ્યો છે વરસાદ મહેસાણામાં,

વિચારમાં હતી પ્રજા, આ ગરમીના વધતા બફરામાં,
ઉમંગ વેળાઓ કાજે વરસ્યો છે વરસાદ મહેસાણામાં,

ધોધમાર વરસવાની અગાહીઓ ના બંધનો તોડીને,
સાવ ઝરમર ઝરમર વરસ્યો છે વરસાદ મહેસાણામાં,

~ સુલતાન સિંહ 'જીવન'

તારી યાદો જે આવીને આજે રડી છે,
બસ ક્યાંક જૂની આ તસ્વીર જડી છે,

કોણ જાણે એકલી અટુલી યાદોમાં,
કેટ કેટલીક વેદનાઓ આજે નડી છે,

જે પળોમાં ભૂલવાની કોશિશો કરી,
બસ તારા ગયા પછીની હરઘડી છે,

સમજે છે તું તારી વેદનાઓનું દુઃખ,
પણ હજુ સુધી પોતાની જ પડી છે,

કોઈક કહે છે, ચિંતાઓની વાત છે,
સમજે કોણ લાગણીઓ જ સડી છે,

કોઈ જ ઘાવ નથી શરીરે કટારના,
છતાં પણ લોહીની ધાર ગગડી છે,

~ સુલતાન સિંહ 'જીવન'

સુખી પ્રયત્નોથી આજ કરો,
પછી દુનિયા પર રાજ કરો,

સમ્માનજનક કામ કરીને,
પછી જ ખુદ પર નાજ કરો,

સફળતાનાં ઊંચા સપના,
કંઇક પહેલા કામકાજ કરો,

ધરમના નામે દોટ મૂકી છે,
પહેલા અટકી, નમાજ કરો,

ઈશ્વર અલ્લાનાં ભેદ ભૂલી,
માણસાઈને સરતાજ કરો,

લોકહિત અંગે ધ્યાન ધરી,
બની નીડર તમેં રાજ કરો,

~ સુલતાન સિંહ 'જીવન'



વહેણ માટે નદીને પથ્થર નડે છે? બોલો.
નદી કદી પણ પહાડ ઉપર ચડે છે? બોલો.

ગગન, પવન, પાંખ કે પછી હામ જોઈએ છે?
ઉડાન માટે જરૂર શાની પડે છે? બોલો.

તરાસવાથી હીરાની કિંમત વધે, ખબર છે,
મને મને ક્યાં તરાસતાં આવડે છે? બોલો.

કરોળિયો પણ ફરી ઊભો થાય છે પડીને,
લગાવ એને કયા પરિબળ વડે છે? બોલો.

લુંટાઈ જાશે બધુંય, મધમાખીને ખબર છે.
બીજાની દાનત વિચારી એ ક્યાં રડે છે? બોલો.

બીજાને માટે શરીર તડકામાં બાળવાનું,
ઉપરથી ફળ આપવાનુંયે પરવડે છે? બોલો.

સમજ, વિચારો, ઉછેર જુદા, રિવાજ જુદા,
પ્રભુ બધાને જુદા જુદા ક્યાં ઘડે છે? બોલો.

હવાને 'મંથન' ગતિ મળે તો પવન બને છે.
ગતિ હવાને કઈ રીતે સાંપડે છે? બોલો.

~ મંથન ડીસાકર (સુરત)



ત્યાં બારણે થોડો વખત ઊભા રહો,
મૂક્યા વગર એકે શરત, ઊભા રહો.

કયાં આયનાને જીભ છે કે બોલશે !
થઇ એની સામે બગભગત, ઊભા રહો.

એવું બને કે વાર લાગે આવતાં,
પણ આવશે ક્યારેક ખત, ઊભા રહો.

સામે ઝરણ કે ઝાડ છે, સ્થિતિ મુજબ,
નક્કી કરી, પોચા-સખત, ઊભા રહો.

મારી મને મંજૂરી મળતી હોય તો,
આપું રખે દિલ પણ પરત, ઊભા રહો

~ મંથન ડીસાકર (સુરત)

કારણ વગર છૂટી પડી કોને કહું!,
કારણ હજી જડતું નથી, કોને કહું.

સાચું કે ખોટું કેમ મારે બોલવું,
જે મગ છે એ મગ! ના મરી! કોને કહું.

થોડી કહેલી વાત ફેલાણી વધું,
જે મોણ નાખીને વધી ! કોને કહું.

દાઝી હતી ભૂતકાળમાં હું દૂધથી,
ને છાસને ફૂંકતી રહી! કોને કહું!.

હસતી રહી ખીલતી રહી હું 'તૃપ્ત' થઈ,
ખુદનાં વિચારોથી ગમી, કોને કહું.

~ તૃપ્તિ ત્રિવેદી 'તૃપ્ત'

સાથ છોડે એ ભલા શું  સાથ જાણે!
એ ન મનની ચોટ જાણે વાત જાણે,

જે  હૃદયને સાંભળે એ હૂંફ આપે,
તે જ સૌની કોરી રડતી આંખ જાણે

દેહ તો થ્યો જર્જરિત અંતિમ ઘડી છે,
તય દિવાથી જે  પ્રકાશિત વાટ જાણે!

ખીલવું છે 'તૃપ્ત' તોડી બંધનોને,
કંટકોને નીરખી સૌ ડાળ જાણે,

~ તૃપ્તિ ત્રિવેદી 'તૃપ્ત'



જીવન મરણ વચ્ચે જે છે એમાં તું સંગાથ દે,
જો એ કદાચિત થાકશે તો બેસવા ઘાટ દે!.

દીવો બની ઓ જીવ ! તું આજે ભલે ને પ્રગટ,
થોડી ભલા સ્વાર્થી હૃદયને એ બધી જાણ દે,

જો હોય જીવનમાં કરમ કઠણાઈ તો ના કહે,
નહિતર અહીં યા તો બધા દાઝયા ઉપર ડામ દે,

બાળક બની  સૂઈ જવું છે પ્રકૃતિની ગોદમાં,
જંજાળમાંથી મુક્ત થઈ પંપાળતો હાથ દે!.

જીવન રૂપી આ સંઘને પહોંચાડવો દ્વારિકા,
સામા પવનમાં ચાલવા, તું 'તૃપ્ત' થૈ સાથ દે!.

~ તૃપ્તિ ત્રિવેદી 'તૃપ્ત'





સાદ વાદળને કરું,આકાશ આવી જાય છે.
હાથ આપુ સ્હેજ તો ભીનાશ આવી જાય છે.

વાત વાદળને કરી મેં કે ,"હવે તો તું  વરસ",
ભેજ ભરતા ક્યાંક તો નરમાશ આવી જાય છે.

એ મને વાદળ કહે ,"હું રોજ તો વરસી જઉં",
આભ નીચે પાપની આડાશ આવી જાય છે.

રોજ ચાંપે આગ સૂરજ, ધગધગે આખી ધરા,
યાદ તારી માત્ર થી ટાઢાશ આવી જાય છે.

વાદળા મેં આજ ચિતર્યાં રંગપીંછીથી "વિવેક",
પણ પછી એ હાથમાં કાળાશ આવી જાય છે.

~વિવેક ચુડાસમા.

વરસાદનું તે એક ટીપું સ્પર્શજો હળવેકથી,
ચોધાર પડતા આંસુએ ઈશ્વર જરા રડતો હશે.

~ વિવેક ચુડાસમા "મિત્ર".

ભીતરે જે ઝળહળે એ કોણ છે?
પૂછજે તું ટળવળે એ કોણ છે?

ઈશ તારો એ જ છે તારો ખુદા
જે અઝાનો માં વહે એ કોણ છે?

તું ભરે છે શ્વાસ હૈયામાં જરા,
ધકધકે જે હરપળે એ કોણ છે?

આ ધરા પર પગ હવે તારા નથી,
ઊડતું જે સમબળે એ કોણ છે?

વાત સમજે "મિત્ર" જે એ તો કહે,
તું નથી તો એ સ્થળે એ કોણ છે?

~વિવેક ચુડાસમા"મિત્ર".



મેઘ આવ્યો સાથ તારી, યાદ લાવ્યો,
કેમ તરસે મન વિયોગી, સાદ લાવ્યો.

કેટલી રાતો તમસની, સાથ ગાળી
આજ કોના બોલથી આ, ચાંદ લાવ્યો

સૂરજે ગરમી વધારી, ચાલ ચાલી,
મેઘ આવ્યો હેતની, ફરિયાદ લાવ્યો.

જાત ઓગાળી હવે, તારા પ્રણયમાં
તો સખા તુંતો વિરહ, વરસાદ લાવ્યો.

જાગવું છે ઉંઘ માંથી, શંભુ જ્યારે,
જાગવા ત્યાં આજ, હર હર નાદ લાવ્યો.

થાક ભૂલી જીવ તું કે, યાદ રાખે ?
વાત મારી માણવા તું, દાદ લાવ્યો?

સાજ નોખા, સૂર નોખા, એજ કાજલ?
ભૂલ મારી યાદ રાખી, વાદ લાવ્યો?

~ કિરણ પિયુષ શાહ

તારા વિના આ મેઘ અગન વરસાવે.
તનમનમાં વિરહના આજ દાહ જલાવે.

એક થઈ જવું છે આ મૌસમમાં તારી સંગ,
એકમેક માં સમાવા આતુર મનને તરસાવે.

પાણી બુંદો સમાઈ ધરતી માં એમ સમાઈ જવું ,
અસ્તિત્વ ખુદનું ભૂલી હવે જાત જ ભૂલાવે.

વૈરી લાગે સાવન, સાજણ તારા વગર મને,
હૈયે છુપાવ્યું નામ, મનના ઘાવ કોને બતાવે?

કાજલ પાગલ બની તારા વિરહે આજ તો,
વરસાદે મારગ ખોલ્યો આસુંનો કેમ છુપાવે?

~ કિરણ પિયુષ શાહ

બોલ ગાથા, બંધ સપના આવશે,
ના હવે કર તંગ, સપના આવશે.

ચાહની ચાહત હવે, જો ફાવશે,
કેસરીયા રંગ, સપના આવશે.

ફૂલની ફોરમ હવે, ગમશે તને?
કેસરીયા રંગ, સપના આવશે.

ગાંઠ છોડી તો હવે, એ ભૂલજે,
થાય આજે જંગ, સપના આવશે.

બાગમાં ધૂમે, પતંગા ત્યાં ઘણા,
હાહવે દિલભંગ !, સપના આવશે.

કાન રાધા ગોપ ગોપી, વાત ત્યાં
હેત કેરા દંગ સપના આવશે.

કેમ કાજલ હોઠ, પરની વાત કે?
સ્નેહના સંબંધ, સપના આવશે.

~ કિરણ પિયુષ શાહ

જળ ઘણાં ઊંડા ગયા એ વાત ને વરસો થયાં,
આપણે કોરા રહ્યા એ વાત ને વરસો થયાં.

ચામડી તો લાલ ક્યાંથી આપને દેખાય આ?
પીઠ પર ચાબુક સહ્યા એ વાત ને વરસો થયાં.

આંગણે આવી અમારાં મૌન છો આજે તમે,
બોલ બે મીઠા કહ્યા એ વાત ને વરસો થયાં.

માત્ર ખાલી હું નદી જોયા કરું છું હરવખત,
નીર ત્યા ખળખળ વહ્યા એ વાતને વરસો થયાં.

મહેરબાની કંટકોની એટલી 'ફોરમ' હતી,
ફૂલની માફક હસ્યા એ વાત ને વરસો થયા.

~ દિપલ ઉપાધ્યાય 'ફોરમ'

તૂટતાં બે તાર છે,
તે છતાં ક્યાં હાર છે.

છત વિનાનું ઘર હતું,
ને ભીંતમાં સાર છે.

સુકવું શું આંખને?
જ્યાં થોડો ખાર છે.

મૌન બેઠી છું હજી,
મ્યાનમાં તલવાર છે.

બોલશે ફોરમ હવે,
આ પ્રણયને વાર છે.

~ દિપલ ઉપાધ્યાય 'ફોરમ'



છોડ આ ગંદી રમતને
લાત મારી દે જગતને

જો પરત એ ના ફરે તો
માત આપી દે વખતને

છોડી દે આ એષણાઓ
છોડી દે ખોટી મમતને

કોઈ ચિઠ્ઠી હોત જો તું
હું તને વાંચ્યા કરતને

તે તરત બોલાવી હો તો
હું તરત પાછી ફરત ને

~ દિપલ ઉપાધ્યાય 'ફોરમ'

"હું"

જો મળી જાત

પારેવાની પાંખ

ને કોયલ કેરો કંઠ

માગ્યું બધું જ

કદાચ

મળી જાઈ

તો

પ્રીત કેરા પમરાટે

રહી શકું,

હું..???

~ પ્રીતિ ભટ્ટ "પ્રીત"





હું બનું તારે આંગણે

મોગરવેલ..

તું આપે મુજને પાણી,

મનડું મારું હરખાઈ.

સવાર પડેને

તુજને સુંગધી દૃ ફુલડું

તારું થાઈ અભિવાદન.

મુજ સંગે ઝૂલે

ગુલાબ ગલગોટો.

અંતે મારી એક જ ઈચ્છા

તારે બારણે મુર્ઝાવ.

અરરરરર આ શું?

તું તો લાવ્યો

મારો હમસકલ.

તારા ભવ્ય દીવાનખાને

પ્લાસ્ટિક કેરો

ગુલદસ્તો,

તુજ શાન ની

ચાડી ખાયે.

~ પ્રીતિ ભટ્ટ "પ્રીત"

બાળપણ મારૂ ગોતી દો,

અલ્લડ શેરીઓમાં

સૌ સંગેની ચીસો ગોતી દો.

સખી સંગાથે ધકામુક્કી કરતાં

નિશાળે જાવું છે,

દાખલો કરાવી દો.

પાટી પેન સાથે રમતાં રમતાં,

ચકીને પાણી પીવા બોલાવી દો.

ભાઇના હાથે એકડો ઘૂંટી;

ટીચર પાસે વેરીગુડ

સંભળાવી દો.

યુનિફોર્મ પહેરી બુટ સાથે

આઇકાર્ડ મને ભેરવી દો

લંચબોકસમાં ભાવતા

વેફર બિસ્કિટ આપી દો.

ઓહહહહ!

સપના માંથી હું જાગી!

અરેરેરે..

રિક્ષાના હોર્ન ગાજતાં,

સ્વરનાદ થયો:

મમ્મી,જલ્દી ટીફીન

ભરી દો.

અશ્રુ સાથે, સ્મિત લાવી

બાય કેતા કેતા,

સાડી પાલવએ યાદો સંતાળી દો.

ફરી શમણાંમાં આજ,

બાળપણ મારું ગોતી દો..

~ પ્રીતિ ભટ્ટ "પ્રીત"

તમારા વિરહ પછી જીવનમાં બાકી શું રહ્યું? છે કૈં ખબર?
સદાય હસતી રહેતી આ આંખોથી શું વહ્યું? છે કૈં ખબર?
'જગદીશ' તમારી આપવીતી તો તમે શબ્દો દ્વારા વર્ણવી,
કિન્તુ અમે જુદાઈમાં એકલેએકલું શું સહ્યું? છે કૈં ખબર?

~ જગદીશ કરંગીયા 'સમય'

ભલેને, આજે નહીં તો કાલે જીત મળશે જ ને,
આ હારમાંથીય કાંઈક અનુભવ તો મળશે જ ને;
'જગદીશ' તું ગણ તો ખરી જિંદગીના દાખલાને,
પૂરા નહીં તોયે, સ્ટેપ્સના માર્કસ તો મળશે જ ને.

~ જગદીશ કરંગીયા 'સમય'



તું જ કાગ, તું જ હંસ છે,
તું જ સર્જન, તુ જ ધ્વંસ છે;
આ મૃત્યુલોકની મથુરાનગરીમાં,
તું જ કૃષ્ણ, તું જ કંસ છે.

~ જગદીશ કરંગીયા 'સમય'

કેટલું ઊંચે જશે તું કદ વટાવી?
આમ તે તો લાગણી અનહદ વટાવી.

આખલા ભેગા મળી બીજું કરે શું?
બાંખડીને એમણે સંસદ વટાવી.

ફૂલ જેવાં થાય હળવાં તોજ માણસ,
એક બીજાં જો મળે છે મદ વટાવી.

હોય છે તક સાધુ એવા પણ ઘણાયે,
લાભ લેતાં હોય કાયમ પદ વટાવી.

સ્હેજ જ્યાં એ છોકરીએ હદ વટાવી,
આ જગતને લાગતું સરહદ વટાવી.

'નિરાશ' અલગોતર રતન

आज दिल को जरूरत कोई दिल बहलाये
फिर से यादो की शमाँ अब कोई जलाये....!!

रुपाली चोकसी 'यश्वी'

हमने बड़े करीब से देखा है मौत को ,
जिंदगी खूबसूरत है कोई तो बतलाये......!!!

रुपाली चोकसी 'यश्वी'

શુ કહુ ? તારા અશ્રુઓ માં આજે પણ જીવંત છે એ ક્ષણ ,
જેમા દરેક ખુશી છે માત્ર આજે પણ મારા જ નામ ની

નિતલ પાબારી



અનરાધાર

હવે તો મેઘા મન મુકીને વરસ.....
શેં છીપાય ટીપે ટીપે અગનગોળા સમ તરસ ?
ધરતી સારી તુજને તરસે .....
નિર્દયી તું, હજુ યે  ન વરસે.....
પોકારે ચાતક ગળું ફાડી,
ત્રાહીમામ છે પૃથ્વી સારી .....
તરસે અબોલ જીવો ને માનવી,
ન આવે તુજને દયા કોઈની.....
હાથ જોડી વિનવે જગતનો તાત,
નેઝવું કરી તાકે આકાશ ભણી.....
વલખે ખેતર ને શેઢા, સીમ ગામ તણી .....
આ જગતના તાત ને એક તારો જ આધાર,
હવે તો વરસ મારા બાપ....
ઊભી સુકાઈ રહી છે મોલાત,
આપ ધરતીને હરિયાળી સોગાત!
વિનવે અબોલ પક્ષી ને પશુ,
પણ તારે દિલે દયા ન તસુ....
તુજ વિણ ધરતી સારી વેરાન,
વેઠે વિયોગ તારો શહેર ને ગામ.
તરસે તરફડતાં જીવ અનેક,
વરસી જા હવે તોડ તારી ટેક.....
તવ સ્પર્શે ખીલી ઉઠશે ગુલ અને ગુલઝાર,
જો તું નથી તો છે સદા પાનખર,નહીં આવે બહાર.....
સુણી જીવોની આરત અરદાશ, વરસ્યો મેહુલિયો અનરાધાર!!!

~ ભગવતી પંચમતીયા - રોશની

*સહિયારી ગઝલ*

થોડું બળવું છે થોડું કળવું છે.
સંધ્યા સામે સૂરજને ઢળવું છે

સુવાનું તો છે એક બહાનું આ
સ્વપ્નોમાં બસ રોજ તને મળવું છે.

નિકળે છે રસ્તા સૌ હૈયાએથી,
તારી શેરીથી મારે વળવું છે.

અજવાળું કરવા અંધારી રાતે;
ચાંદ બની મારે બસ નિકળવું છું.

દુનિયા આજ ભલેને છળથી જીતે;
છળને પણ મારે કળથી છળવું છે.

ચાંદ ભલેને લોકો કહેતા રાતે;
દિવસે સૂરજની માફક બળવું છે.

"મિત્ર" બની "સર્જક" પ્રેમ કરે સૌને,
હૈયે સ્થાન જરા એનું હળવું છે.

~ ગૌતમ પરમાર *"સર્જક"*
~ વિવેક ચુડાસમા *"મિત્ર"*



## એળે ગયો અવતાર (ભજન)

જેને ભજ્યાં નથી ભગવાનને, એનો એળે ગયો અવતાર રે...
સુખ સાહબી છોડયાં છુટ્યા નહિને,
પાપ કરવામાં જરાના અશકાયો રે... એનો એળે ગયો અવતાર રે...
મોહ-માયાને મણી-રત્નને છોડવાના ગમેને,
દોલત દુનિયાની ભેગી કરવા ચોર લુટારો થયો રે... એનો એળે ગયો અવતાર રે...
શોખથી શરાબના પ્યાલા પીધાને,
પોતાનું ભાન ભુલીને પર સ્ત્રીને પેખવા ગયો રે... એનો એળે ગયો અવતાર રે...
જેને ભજ્યાં નથી ભગવાનને, એનો એળે ગયો અવતાર રે...
સુખમાં વિષમય બનીને , ખેલ્યા છે ખેલ ખોટાને,
ધર્મને વિસરી ગયો રે... એનો એળે ગયો અવતાર રે... ... ...
પરમાટીને પાખી ખાયને પાપી બન્યોને,
જીવતા જીવ પર દયા ન દાખવી જરા રે... એનો એળે ગયો અવતાર રે...
"અખિલ"બ્રહ્માંડનાં નાથની હારે,
નેડો લાગ્યો છે જેનો રે... તે તરી ગયો ભવસાગર રે...
જેને ભજ્યાં નથી ભગવાનને, એનો એળે ગયો અવતાર રે...

~ સંગીઅખિલ "અખો"



દેશદ્રોહની આગ

તોડવું ફોડવું એતો કાયરોનું કામ છે,
શુરવીરને જનમેદનીમાં શોધવો નથી પડતો.
પહેલેથી આંતકની આગમાં સળગતા દેશમાં,
બસ સ્ટેશનને બાળવામાં બાહાદુરી શેની ?
રસ્તાઓ રોકવા, વાહનો તોડવા એતો કાયરોનું કામ છે.
મડદ માણસ તો સામી સાતીયે લડતો હોય છે.
લોકોના જોરે જોર કરવું એતો કપટી લોકોનું કામ છે.
એકલા હાથે લડવું એ મડદ માણસનું કામ છે.
ભુખની આગમાં લપેટાયેલા લોકોને તો પુછો,
હક્કિતમાં જરૂર છે શેની ? આ દેશદ્રોહની આગમાં.
કવિવર "અખિલ" કહે છે દુબળાની દિલની વાત તો સાંભળો,
અમ જેવાં નોર્દોશને શિદને ચતોવો છો "અનામત"ની આંગમાં.

~ સંગીઅખિલ "અખો"

## દાખલો

જીંદગી જીવતાં-જીવતાં ગણવો પડશે એક જીવનનો દાખલો.
દુનિયામાં આવ્યો ત્યાં આવિયો જનમનો દાખલો.
જાતી, પાતીનો તોલ થયો ત્યાં આવ્યો જાતીનો દાખલો.
બાપાની કમાણીને માપવા કાઢવો પડ્યો આવકનો દાખલો.
નિશાળે દાખલ થયો ત્યાં આવિયો દાખલ તારીખનો દાખલો.
ભણતાં – ભણતાં કાઢવો પડ્યો ચાલું અભ્યાસનો દાખલો.
વિષય ગણિત હાથ લિધો, ત્યાં ગણવો પડ્યો ગણિતનો દાખલો.
દુબળી દશાને દેખાડવા કાઢવો પડ્યો પછાતનો દાખલો.
રસાયણના તત્વની ગણતરી કરવા ગણવો પડ્યો રસાયણનો દાખલો.
ભૌતિકને ભણ્યો ત્યાં વાહનની ગતિને માપવા ગણવો પડ્યો ગતિનો દાખલો.
મરી ગયા પછી પણ દેતો જઇશ છેલ્લો મરણનો દાખલો.
જીંદગી જીવતાં – જીવતાં ગણવો પડ્યો એક જીવનનો દાખલો.
હોય જો "મહિમા" અખિલ"વિશ્વના નાથનો તો ગણિ કાઢિશું જીંદગીનો દાખલો.

~ સંગીઅખિલ "અખો



કોરા રણ ને જોઈ,
વાદળો
જોર જોર થી હસવા લાગ્યાં .
રણે
આ સાંભળીને એટલું કહ્યું ;
જાવને કડકીનાં છો તમે
ત્યાં તો
વાદળોની આંખ માંથી
આંસુઓ દ..ડ..દ..ડ..દ..ડ..
વહેવા લાગ્યા.

*કવિ જલરૂપ*

એ જોયેલા લાખો સપના સાચા ફળશે,
જો હૈયામાંથી જયારે ઈર્ષા નીકળશે.
બસ છૂટાછેડા આપો આળસ દેવીને ;
નાતો રાખો મે'નત સાથે સઘળું મળશે.

*કવિ જલરૂપ*

કંઈ કરો કૈં ના કરો જોયા કરો,
કાં કિંમતી આ સમયને ખોયા કરો.
મળશે બધું મળશે બધું માંગો તમે,
બસ બીજ સાચું પ્રેમનું બોયા કરો..

*કવિ જલરૂપ*



તું સીધી ત્રિજ્યા ને હું વર્તુળી વ્યાસ ;
મારા કરતાં તારા પર વધુ વિશ્વાસ .

કાં પાળિયો થઈશ
કાં થઇ જઈશ પીર ;
બિંદુ , રેખાને કિરણ
મારે છે પ્રેમનાં તીર .

ક્ષેત્રફળ નગરમાં તારી કરી તપાસ ;
તું સીધી ત્રિજ્યા ને હું વર્તુળી વ્યાસ .

તારું હૈયું , મારું હૈયું ,
છે સમાંતર ને સમરૂપ ;
મારી હા માં હા પાડી દે ,
જિંદગી થાશે એકરૂપ .

કાટખૂણાનાં પૂરક થઇ રે' શું આસપાસ ;
તું સીધી ત્રિજ્યા ને હું વર્તુળી વ્યાસ .

કવિ જલરૂપ



નીંદરમાં સપનાં વાવી જો,
દરિયો આંખોમાં લાવી જો.

શું આજ શિવાજી થાવું છે ?
સિંહણનું ધાવણ ધાવી જો .

સૌ બાંધે ઈર્ષાનું મંદિર ;
તું પ્રેમ ધજા ફરકાવી જો .

ના કર ખોટી મોટાઈ તું ,
ઉગતાં ફૂલો કરમાવી જો .

દુઃખનું મારણ એક જ છે 'જલ'
બસ ઈચ્છાને સમજાવી જો .

*કવિ જલરૂપ*

खुदा का नाम ही काफी है अब ।
मरने का तो डर ही नही है अब ।।

ग़धे को बाप केह कर आया था ।
दूसरा कोई चारा ही नही है अब ।।

हराम का पैसा नही टिक सकता ।
फुट फुट के रो बस वही है अब ।।

स्त्री पुरुष की परछाई है मानलो ।
जिस्म की आग को सही है अब ।।

दिल की हर बात में कैसे कहु में ।
बाते भी जान ले सकती है अब ।।

क्यों इश्क़ हर दफा हो जाता है ।
टुटा हुआ दिल ही तो है अब ।।

ग़ज़ल ए इश्क़ हो गया है मुझे ।
उसके नामकी गज़ले कही है अब ।।

रहीश

બે દીવાલ વાત કરતી હતી
રોજ અહીંયા
કલબલાટ થતો હવે કેમ ઓછો થઇ
ગયો
આજે આપણામાં નહીં
સંબંધોમાં તિરાડો પડી ગઈ છે

*રહીશ*

મુશ્કેલીના ટાણે,ખુલશે દસ દરવાજા,
માફી માંગી લેજો,મળશે દસ દરવાજા.
તોડી છે દીવાલો અંધારાની મેં પણ,
સૂરજના કીરણથી,જડશે દસ દરવાજા.

*રહીશ*

એ આંગણે પાછા ફરી ના શકો
મર્યા પછી પાછા મરી ના શકો

મડદા થયા ઉભા અગન બાગમાં
ને આગમાં આજે તરી ના શકો

જ્ઞાની થવા ખોલ્યા તમે વેદ પણ
પણ જ્ઞાનને તો કોતરી ના શકો

થઇ બાદબાકી જિંદગીમાં હવે
મરવા ગયા તો પણ મરી ના શકો

તું એટલો તો દૂર કાં છો "રહીશ"
પણ દિલથી જુદા કરી ના શકો

દીપક સોલંકી
રહીશ

આમ તો કૈં આપવાથી મારૂ કશું જાતું નથી
લાગણીનો છે ખજાનો,ખાલી કશું થાતું નથી

શબ્દ સાથે લાગણીનું બંધન બરોબર જોઇએ
માત્ર શબ્દોથી કવિતાનું સ્રોત બંધાંતું નથી

આભ ફાંટ્યું હોય ત્યારે કૈં થીગડા ચાલે નહી
એક વાદળથી ગગનનું બાકોરૂ સંધાતું નથી

ભર ઉનાળે તું તરસ ચોમાસાની લઇને નીકળ્યો
માનવીનું મન કદી ચાતક જેમ સમજાતું નથી

સાવ ખાલીખમ બહારે,અંદર ભર્યું આખું જગત
એક દિલ છે,જે મગજની ધમકીથી ગભરાતું નથી

લાગણીની જાત છે,પડતર ક્યાં સુધી રાખી શકો?
સ્પર્શની આદત પડી તો,એ ફૂલ કરમાતું નથી

એક મત્લા,એક મક્તા,વચ્ચે ઘણું આવી શકે
શેર વચ્ચેની જગા જે ખાલી છે,એ વંચાતું નથી

-નરેશ કે.ડૉડીયા

આંખ સામે તું હતી,રણમાં જે રીતે રેતી હતી
સ્પર્શના નામે જુઓ તો ઝાંઝવાની ખેતી હતી
હાથતાલી પ્હાડને આપી નદી દરિયાને મળી
નોંધ નકશામાં હવે મળશે નદી એ ક્હેતી હતી

-નરેશ કે.ડૉડીયા

એ તુટી જશે,
કાચની જેમ
વેરાય જશે
કરચોમાં ફર્શ પર
પણ એ કદી ઝૂકશે નહી

એનો અહંમ છે
એ મારા પગમાં
ખૂચી જશે
કણી કણી થઇને

લોહી લુહાણ પગે
ચાલી જઇશ
એની હ્રદય ધરા પર
મારા પગલાની
લહુઅંકિત
છાપ છોડીને
સદાને માટે

-નરેશ કે.ડૉડીયા

મિલનના કિનારા ચૂમી ને વ્હાલ કરી ગઈ
લે, ફરી દરિયાની લહર કમાલ કરી ગઈ...

ભીંજાય મારુ અતૃપ્ત મન તારી યાદોથી
વરસાદમાં ફરી દેખાય ને તું ન્યાલ કરી ગઈ..

તું તો ભીતર ઝાંખી દર્દને શણગારી ગઈ
પ્રણયના રંગમાં રંગી બેમિસાલ કરી ગઈ....

લ્યો ! કોરું કટ આતમ મારુ હવે તો વરસ
ઝરમર ઝરમર વરસી કમાલ કરી ગઈ....

તારી આંખોનો નશો છલકાય હવે સુરાહીમાં
લ્યો ! સનમના દિલમાં ફરી ધમાલ કરી ગઈ...

રૂપાલી ચોકસી 'યશવી'



અંતરપટ પર હો અજવાળું ,
રહે પ્રભુ જો નિત્ય સ્મરણ તારું.!

તું વિરાજે, હ્રદય સિંહાસને પ્રભુ,
શીદને મારે દુખી થવાનું.!

મૂકી જવાની આ મોહમાયા બધી જગતની,,
તોય આ ક્ષણિક "તૃષ્ણા" પાછળ ભાગવાનું.!

મૃગજળ સમુ આ સુખ ભાસે તોય વ્હાલાં,
શોધમાં એની કેમ "કૃષ્ણા" ભવરણે ભટકવાનું.!!

~ રેખા સોલંકી 'તૃષ્ણા'



કુંભારના
"ચાક"
જેવી હોય છે
સમસ્યાઓ જીવનની.
પીસી,
લસોટી,
તપાવીને
પણ મજબૂત ઘડતર કરે.

~ રેખા સોલંકી "તૃષ્ણા"

અવનિ સજી રે
શણગાર
સોળ
લીલી પીળી ચુંદલડી.

મોંઘેરી જાજમે
પોઢાડે રે
ધરા
લીલુડાં ઘાસની સોડ.

~ રેખા સોલંકી "તૃષ્ણા"

જ્યાં લાગ્યો હોય દલમાં આહત લાગણીને દવ....

રાખ વાળીને અંગાર સાચવું તો
ગુંજ્યા કરે અનાહત રવ...!

~ રેખા સોલંકી "તૃષ્ણા"

હસતી રોતી જન્મ લીધો મે
પણ હમેશા રોતો રહ્યો મારો પરિચય
મસ્તી કરતો પડતો આખડતો
આંગળાની ધૂળમાં રમતો મારો પરિચય
સ્કૂલમાં હરતો ફરતો મારો પરિચય
નિષ્ફળતામાં રોતો રહ્યો મારો પરિચય
નિર્દોષ આંખમાં નિશાશા નાખતો મારો પરિચય
નિરાશાના અંધકારમાં બેઠો હતો મારો પરિચય
અધુરી રહી ચોપડી, અધુરા રહ્યા ચોપડા
આખા ક્લાસમાં અધુરો અધુરો રહ્યો મારો પરિચય
બાળ બનીને આવી દિકરી બનીને જીવી,
શું બનીને જઈશ ? પણ અંતે રાખમાં ભળી જઈશ
જિંદગીની ઋતુમાં પાનખર જોઈ
મે ના જોઈ વસંત, પાનખર પછી
શું ? પછી આવશે વસંત !
મારુ નામ મીત
મીત નો અર્થ પ્રેમ
પ્રેમ વગરનો મારો પરિચય
મિતનો અર્થ મળવું
મળ્યા વગર તમને મળ્યો મારો પરિચય
સમય સાથે બદલાતો રહ્યો મારો પરિચય
અંધારી રાતમાં દીવા જેવો મારો પરિચય
ભીની આંખે લખેલો મે મારો પરિચય
અધુરા રહ્યા શબ્દો, અધુરા રહ્યા વાક્યો
અધુરો રહ્યો મારો પરિચય
શું મને મળશે આ ભીડમાં મારો પરિચય

મીત ઠાકર ( માહિ )

તમારા ગયા પછી બધુ બદલાય ગયું
હું કયા હતી ને કયા પહોચી ગઈ
તમારા ગયા પછી બધુ બદલાય ગયું

હવે રહી છે થોડી જિંદગી મારી
પણ થોડી જિંદગી જીવવી મુશ્કેલ થઈ
તમારા ગયા પછી બધુ બદલાય ગયું

જે પોતાના હતા એ પોતાના ન રહ્યા
મારા સંતાનોએ મને તરછોડી અને હું ભાંગી પડી
તમારા ગયા પછી બધુ બદલાય ગયું

મને થયું કે જિંદગી ઝેર જેવી થઈ ગઈ
પણ જિંદગી જીવવાની ઈચ્છા મારી ગઈ
તમારા ગયા પછી બધુ બદલાય ગયું

હતી હું મારા ઘરમાં પણ મારા સંતાનો એ મને બાર કાઢી
બીજાના સહારે ગઈ પછી વૃધ્ધાશ્રમમાં પહોચી ગઈ
તમારા ગયા પછી બધુ બદલાય ગયું

જીવનની સંધ્યા ઢળતા બધુ બદલાય ગયું
જીવનનો પ્રારંભ શું હતો અંતમાં શું થઈ ગયું
તમારા ગયા પછી બધુ બદલાય ગયું

મીત ઠાકર ( માહિ )

જિંદગીની નદીમાં એક તરંગ આવી ને ગઈ
તમારા આવવાથી મારી જિંદગીમાં નવી આશા જાગી ગઈ
મારી જિંદગી હતી એક સુમશાન
એમાં તમારા આવવાથી નવી દિશા મળી ગઈ
મારી જિંદગી હતી નિરાશામાં ડૂબેલી
તમારા આવવાથી જિંદગીમાં ઉમંગની લહેર આવી ગઈ
મારુ દિલ હતું નિ:શબ્દ હાલતમાં
તમારા આવવાથી મારા દિલમાં હલચલ મચી ગઈ
આ હલચલ મારી ઊંઘ બગાડી ને ગઈ

મારી જિંદગીમાં ચાહતની તરંગ જગાડી ને ગઈ
ખબરના હતી ચાહતની અસર શું થશે?
પણ આ ચાહતની મારા દિલમાં ઘર કરી ગઈ
મારા દિલની ચાહત તમારા દિલ સુધી પહોચી ગઈ
તમારા દિલને એક સંદેશો આપીને ગઈ
મારી ચાહતનો સંદેશો તમને મળી ગયો
ત્યાં આપણાં મિલનની ઘડી આવી ગઈ

મીત ઠાકર ( માહિ )

યાદ શું કરું? તું અલગ જોવા મળી
ઠેકડી ઉડાડતી તું બેરંગ જોવા મ મળી
જિંદગી આખી તનાવે વિનાશમાં
ચાડી ખાતી ઇજ્જત નિરસ જોવાતી
બતાવ શું પામું ચાહત ને રાહત?
બેવફા થઈ તું અલગ જોવા મળી
હૈયું બોલે મારું શરમજનક જીવન
આ શું દિવાની સફર? રોવા મળી
ન દયાન નિરાળું અલગ જોવા મળી
હવે શું માનું?મુહબ્બત ધૂળમાં મળી
માથું મારવું બેકાર, થાય હાહાકાર,
અેકરાર પણ શું?ખરાબ જોવા મળી

~ હિતેશ આર પટેલ

સુપર ડુપર નેક સુપર હિટ પાવર
આપણું સાહિત્ય સફર નિષ્ઠા આદર
થાશે વટવૃક્ષ
જનતા જાગ્રુત
સુપર હિટ નજરાણું ફિટ થાશે પળ પળ
અનુભૂતિ વિસ્વાસમી હિટ પાવર
થાશે ટપોટપ વર્ષા
વંચાશે ખુબ ગઝલ
થાશે દિલ મંગલ
સુપર હિટ પાવર
સુંદર સુશિલ વાચળવર્ગ પાવર
આપણું સાહિત્ય સંતોષી આધા

~ હિતેશ આર પટેલ

નીકળું જે રસ્તા પરથી
રસ્તો મને પૂછે છે
અવસ્થા નિહાળી પ્રેમથી
લાગનો ભાવ ઢૂંઢે છે
હસતાં નરમાશ ચેહરે
મારો હાલ પૂછે છે
સ્વભાવ અોળખે દિલથી
રસ્તો મને પૂછે છે
અેક તરફ ખૂંચે તો અેક
તરફ ચૂભે જિંદગી
આકુળ વ્યાકુળ પથ પર
સંગાથ સાંધે છે
નીકળું જે રસ્તા પરથી
રસ્તો મને પૂછે છે
આજુબાજુ વૃક્ષની ઘટાદાર
લીલાં, જોઇ મને મારી તલાશે
પંખીનાં કલરવ રંગે રંગાતાં
રસ્તો અનોખી વાચા આપે છે

~ હિતેશ આર પટેલ

# શબ્દ સર્જન

## શબ્દ – ખુશી

### સુત્રધાર – ઉર્વીશ કે. સવાની

વિખરાતા બાળપણમાં રમવાનો આનંદ એટલે ખુશી
શબ્દ ભરી સાકાળમાં જુંજવાતું નામ એટલે ખુશી

પુરખવારમાં સરનામું શોધી કાઢ્યું આપણે દ્વારકાનું
ભગવાન કૃષ્ણને મળવાનો અવસર એટલે ખુશી

ઝાકળના બુંદ પર લહેરાતો પ્રેમ આ વસંતમાં
પરિવારના પુષ્પોને ખીલવવાનો આનંદ એટલે ખુશી

ગુલામ થઈને રખડતા ફરીએ છીએ આઝાદી પછી
માટે જ સ્વતંત્ર રીતે ઉડવાનો રસ્તો એટલે ખુશી

વિચારો કરવાની અથાગ વસંતની રીતમાં "સાનિધ્ય"
અપાર લાગણીથી તમને હસાવવાનો આનંદ એટલે ખુશી

~ મયુર પી ત્રાસડિયા "સાનિધ્ય"

હા, હું છું ખુશી.
મકર મારી રાશી.

સહેલાઈથી બાળવયે હું મળતી,
ને, પછી ધીરે ધીરે જાઉં ખોવાતી.
સંતાકૂકડી તો છે મારી માસી.
હા, હું છું ખુશી.

દૂ...રથી હું દેખાઉં આવતી,
પણ, મૃગજળ સમી ભાસતી.
રહી જતી જનમેદની હાથ ઘસતી.
હા, હું છું ખુશી.

મને તો ખોબલે ખોબલે પીવી,
ને, મને નાની નાની વાતે માણવી.
સંતોષની તો, હું છું સદા દાસી.
હા, હું છું ખુશી.

અધરનું હું છું આભૂષણ,
રાખો મને સદા ગજવે ભરી.
હું, વાણીની કડવાશને લેતી ભૂસી .
હા, હું છું ખુશી.

અમૂલ્ય વર છું હું ઈશ કેરું,
જે, મારો ન કરે સંગ કદિ,
તે તો, પહોંચે વહેલો કાશી.
હા, હું છું ખુશી.

અલ્પા વી વાસા

ખુશીઓને ક્યાં એવી 'ખબર' હોય છે
લાગતી ચોતરફ અહીં 'નજર' હોય છે.

પીગળતા જોયા ન કદી પાષાણ દિલ
લાગણી જ્યાં બધી 'બે-અસર' હોય છે,

ન સમજાય, શીદને રહે છે , અધુરા પ્રણય,
ચાહવામાં કદી ક્યાં કોઇની 'કસર' હોય છે

વેરાન દીસે ઉપવન સમ પ્રીતમાં,
ને વિરહે ભાસતા સૂના 'નગર' હોય છે ,

માણી લે જીંદગી, વસી સ્નેહી હૃદયે "મનન"
કોણ જાણે ? અંતે ક્યાં કોની 'કબર' હોય છે ,

~ મનુ.વી.ઠાકોર 'મનન'



બીજ રોપાયું હતું અમથું ક્યાંક, આજ ઉગી નીકળ્યું અંકુરણ;
ઉગી જવાની આ ઘટના એટલે "ખુશી"
કળી હતી જે કાલ, આજ ફૂલ બની રહી છે;
કળીની ખીલી ઉઠવાની આ ઘટના એટલે "ખુશી"
ગોટલો માટીએ દાટ્યો 'તો, આજ આંબો બની લૂમેઝૂમે;
વૃક્ષની ફળી જવાની આ ઘટના એટલે "ખુશી"
એક એવું ઈંડું ફૂટે, પીંછી બને મોરપિચ્છ;
મોર બની મન નાચી ઉઠવાની આ ઘટના એટલે "ખુશી"
ટહુકોના વનમાં કલરવ ચારેકોર;
પંખી તો મસ્તીમાં ટહુંકે, ટહુકો ગીત બની જવાની આ ઘટના એટલે "ખુશી"
કિરણોય ઝીલે સુરજના એ, ને ચાંદનીયે ઝીલે શશીની એ;
બંધાતા આવડ્યું નહી તોય એ નદીને, નદીની એ વહી જવાની ઘટના એટલે "ખુશી"
મોગરો બાગે ઉગાડ્યો હતો, જો આ વાયુએ મારા સુધી પહોચાડી આપ્યો;
સોનામાં સુંગધ જેવી વાયુની વાય જવાની આ ઘટના એટલે "ખુશી"
આ કેમ ઉગતો હશે ભાણ, ને કેમ થતું કેસરિયું આકાશ;
આકાશની છવાઈ જવાની આ ઘટના એટલે "ખુશી"
આથમે ત્યારે લાલીમા છોડે, ને ઉગાડે ત્યારે આખો પ્રહર;
સુરજની ઉગી જવાની આ ઘટના એટલે "ખુશી"
જ્યારે મહી આથમતા ઉગતા એક સૂરજની શક્યતાઓ સમજવા લાગે;
ને સમજનો દાયરો વિસ્તારવાની આ ઘટના એટલે "ખુશી"
ટહુકેય અનુભવાય ને વિરોધાભાસે હોઠ પણ સિવાય;
ચેતનાની પ્રબળતા વિસ્તરી મૌન બની જવાની આ ઘટના એટલે "ખુશી"

~ બંસરી જોષી "દિયા"





**સૂત્રધાર (શબ્દસર્જન)**
**ઉર્વીશ સવાણી 'શિવ'**
**+91-76006 78676**
**Kavygoshthi@gmail.com**

# ચિત્ર પરથી સર્જન

## સુત્રધાર – રેખા સોલંકી 'તૃષ્ણા'

ગામડું હૈયે ગુંજતુ મારા,
આ શહેર ક્યાંથી ફાવે?
સોહામણા એ સ્વર્ગને મારા
શહેર લૂંટી જાવે,

પાદર પીંપળે ઝૂમતા ભેરુ
આંબલી પીંપળી રમતા,
પંખીઓ સાથે સુર પુરાવી,
ગીત મજાના ગાતા,

આ આનંદમેળા મ્હાલવા
ભેરુ અમને નહી ફાવે?
"ગામડું હૈયે ગુંજતુ મારા,
આ શહેર ક્યાંથી ફાવે?

રમતા રહેતા ગિલ્લીદંડા ,
લખોટી ને ભમેડા,
ધુમતા દિ'ભર લઇને ભેરુ
સાઇકલ કેરા પૈડા,

આ વીડિયો ગેમના ચેડા
ભેરુ અમને નહી ફાવે,
ગામડું હૈયે ગુંજતુ મારા,
આ શહેર ક્યાંથી ફાવે?

નદી-તળાવે ઢીમકા મારી
સંગમા કેવા નાહતા,
વડની વડવાઇએ કેવા
હીંચકા મજાના ખાતા,

આ સ્વિમીંગપુલના સ્નાન
ભેરુ અમને નહીં ફાવે,
ગામડું હૈયે ગુંજતુ મારા,
આ શહેર ક્યાંથી ફાવે?

સંગ ભેરુની સીમ-શેઢાએ,
બોરડી બોરા ખાતા,
ભવાઈ, નાટક, નટ, મદારીના,
ખેલ જોવા જાતા ,

આ સિનેમાની સોબતે ભેરુ,
પોપકોર્ન ક્યાંથી ભાવે,
ગામડું હૈયે ગુંજતુ "મનન,
આ શહેર ક્યાંથી ફાવે?

~ મનુ. વી.ઠાકોર 'મનન'

યાદ તો આવ્યું ભેરુ
ગામડું એ આપણું,
હિલોળા લેતી પેલી નદીઓ
કાંઠે તો લહેરાય
આંબલી,પીપળી ને વડલા
ડાળી પર ઝુમવું મારે,
સાથે મળીને રોજ  જતા
આ વડલાની ડાળે હીંચકે હિચકવા
વડલાની ડાળ પરથી
મારવા ભૂસકા મારે તો
આ ચંચલ સરતી સરિતામાં
વારા પછી વારો આપણો
ઝુમવું મારે તો બસ લીલીછમ  વનરાઈમાં,
દુનિયાથી દૂર જાણે
ઈશ્વરના ખોળામાં
ચારે દિશાએથી ફરફરતો આવતો આ ઠંડો પવન
જઈને સંદેશ આપ
મારા નાનપણના ભેરુઓને
બોલાવે ગામ તમને,
બોલાવે નદીઓ ને બોલાવે વડલાની આ ડાળો,
રાહ જોતી ઉભી આજ પણ
વડલાની આ વડવાઈઓ
આવ તું દુનિયા ભૂલી
શહેરની ઉંચી ઇમારતો ભૂલી
મારવા કુદકા ને ભુસકા

~ જાગૃતિ રામાનુજ

રમતા હતા આપણે જે આંબલી-પીપળી, એ યાદ છે તને?
બનાવી હતી ગિલ્લી અણીદાર પાતળી, એ યાદ છે તને?
ભમરડો, લખોટી, ખોખો, કબડ્ડી, લંગડી અને સંતાકૂકડી,
રમતા હતા સાતતાળી છૂટી ને સાંકળી, એ યાદ છે તને?

જગદીશ કરંગીયા 'સમય

નદીનો કિનારો .
વૃક્ષોની હારમાળા
ભેરુઓનો સાથ..
નિશાળની ઘંટી સાથે મુકાતી દૌડ..
ગોઢીયાઓની સંગત
દફતર ભગાવ્યું ..
પાદરતરફની  દૌડ..
ભાઈબંધો સાથે ધીંગામસ્તીને નદીના ધુબાકા..
આંબલી પીપળી, સંતાકુકરીની રમતો.
વડવાઈ ઝુલતા ..
ઝાડ પર ચડી કાતરાને ફળો તોડતા..
માસ્તરની બૂમે વનરાજીમાં છુપાતા.
બા બાપુ સાથે રીસામણા મનામણા ,
ભાંડેરા સાથે ના મીઠા ઝઘડા.
ભેરુ સાથેની કીટ્ટા બુચા..
તનમન ને તાજગી આપતી અે રમતો,
પરીકથાના પાત્રો જેવી ,
વણઝારી રખડપાટની, જિંદગીની અમુલ્ય ક્ષણો.
આહ ! એ બચપણની યાદો?
કાશ ! સમયચક્ર ગતિ બદલે .
ભુતકાળને પાછો સજીવન કરે..
બધું છોડી હડી કાઢી જીવી લઉ બચપણ ફરી..
શક્ય ક્યાં છે તે.
બસ યાદો ને મમળાવી ..
સુખના ઓડકાર ખાઈ લઉ.
ખીસ્સામાં લખોટી, પાંચીકા, કોડી..
બોર જામફળ કેરી .
સાથે બચપણને ભરી લઉ.
નદીની એ રેત અનુભવી લઉ.
બસ , તે દિવસોની યાદોને ગજવે ભરી ...
યાદોને મનના ખુણે છુપાવી દઉ..

કિરણ શાહ 'કાજલ'

# ફાસ્ટટ્રેક ઈન્ટરવ્યું



નામ – RJ સોનલ રાવલ
[ રેડીઓ નજરીયા ૧૦૭.૮ ]
જન્મતારીખ – ૧૨ ડીસેમ્બર
જન્મસ્થળ – સાબરકાંઠા
ઉછેર – અમદાવાદ
શિક્ષણ – બી.કોમ અને ફેશન ડીઝાઈનર
RJ શિવાય અન્ય પ્રવૃત્તિ – લેખન

**પ્રશ્ન - આપના વિશે માહિતી આપશો તો ગમશે.**
**જવાબ** - સાચું કહું તો પહેલેથી જ મને લેખન અને વાંચન ખુબ ગમે છે. પુસ્તકો પ્રત્યે મને એક અનોખો લગાવ છે. કદાચ એટલે જ રેડીઓ નજરીયામાં અભિવ્યક્ત segmentને પસંદ કરી સાહિત્ય ઉપર આધારિત શો હું કરું છું. વધુમાં મારા અંગત જીવન વિષે કહું તો, હું મારા અત્યારના જીવનમાં ૨૪*૭ એક સુપર મોમ છું અને આ સબંધની હું અનંત મજા પણ માણું છું.

**પ્રશ્ન - આપની રેડીઓ જોકી સાથેની સફર વિશે માહિતી આપશો.**
**જવાબ** – એક્ચ્યુલી, રેડીઓમાં RJ બનવાની મારી ઈચ્છા આજથી ૧૩ વર્ષ પહેલાથી જ હતી અને એ વખતની જો વાત કરું તો મારા પ્રયાસોમાં હું થોડાક અંશે સફળ પણ થઇ હતી. પણ, અચાનક જ જીવનમાં ઓચિંતો વળાંક આવી ગયો અને એવું લાગ્યું જાને કે મારું RJ બનવાનું સ્વપ્ન ત્યાં જ પૂરું થઇ ગયું. પણ જેમ આપણામાં વડીલો દ્વારા કહેવાય છે કે, હમેશા સપનાઓ જોયા કરવા જોઈએ. જેથી કરીને આપણે જોયેલા સપનાઓ પણ ક્યારેક ને કયારેક તો પુરા થાય જ છે. વાસ્તવમાં પણ એવું જ થયું હતું એ દિવસો પછી છેક ૨૦૧૬ના ફેબ્રુઆરીમાં હું અંતે જયારે બુટીક માટે વિચારી રહી હતી, ત્યારે મારી એક અંગત મિત્રએ મને LJIRPમાં RJના અભ્યાસક્રમ વિષે વાત કરી. હું મારા અંદરની ઈચ્છાઓને કારણે એમાં જોડાઈ ગઈ હતી અને એ પછી આજે મને RJ તરીકે એક વર્ષ પણ પૂરું થઇ ગયું છે. અને હવે હું તમારી સામે RJ રૂપે ઈન્ટરવ્યું પણ આપી રહી છું. મને મારા જોયેલા સ્વપ્નને મેળવી લેવાનો અનંત આનંદ પણ છે.

**પ્રશ્ન - કવિતા અને ગઝલ સાહિત્ય વિશે આપના વિચારો જણાવો.**
**જવાબ** – કવિતા વિષે હું એટલું જ કહીશ કે કવિતા લખવી કે રચવી એ જીવનની એક સુંદર ક્ષણ છે. કે જેને તમે કોઈ પણ પ્રકારના બંધારણ વગર પણ લખી શકો છો. જયારે ગઝલ એ એક એવી બંધારણોને આધીન

રચના છે જેમાં અસરકારક અને ધારદાર રચનાના સર્જન માટે તમને એક ચોક્કસ પદ્ધતિ, નિયમો અને એના વિષયની સંપૂર્ણ માહિતી હોવી જોઈએ. એટલે કે છંદ અને અલંકારોના આભૂષણો પહેરીને જ ગઝલ નવોઢાની જેમ આકર્ષક લાગે છે.

**પ્રશ્ન - આપના સાહિત્ય અંગે વિચારો અને શોખ વિશે વાંચકોને જણાવશો તો જાણવું ગમશે.**

**જવાબ –** વાંચવું અને લખવું એ પહેલેથી જ મારો ગમતો શોખ કે ગમતી પ્રવૃત્તિ રહી છે. મારા દાદા પ્રેસ રિપોર્ટર હતા અને કદાચ એટલે જ લેખનનો વારસો મને તેમના તરફથી જ મળ્યો છે. મને હંમેશા વાંચવું ગમે છે. હું માનું છું કે સાહિત્યની અંદર એટલી બધી સકારાત્મકતા છે, કે જે તમારા આખા જીવનના પર્યાયને પણ બદલી નાખવાની ક્ષમતા ધરાવે છે. અને સતત વાંચનથી તમારા વિચારો પણ ઉતમ અને સ્ફૂર્તિમય રહે છે.

**પ્રશ્ન - આપની પાસેથી વાર્તાઓના સંગ્રહ વિશે માહિતી મળી હતી. તો આપ આપના પ્રથમ વાર્તાઓના સંગ્રહ વિશે જણાવો.**

**જવાબ –** સામાન્ય રીતે પરિવાર અને Rjના કામકાજ વધારે હોય એટલે લખવાનો સમય ખુબજ ઓછો મળે. છતા પણ મારા શોખને કારણે મેં ઘણી કવિતાઓ લખી છે. મને પદ્યમાં રસ હતો છેલ્લા પંદર વર્ષથી હું એ લખી શકી પણ ત્યારબાદ વાંચનનો શોખ જાળવ્યો જેનાથી હું વાર્તાઓ તરફ પણ વળી શકી. અને એમાંથી પછી વાર્તાઓ લખવાનું પણ શરૂ કર્યું. હું એકવાર લખાયા પછી પણ વારંવાર વાંચીને ખૂટતું મઠારતા મઠારતા લાગણી, પ્રેમ અને સબંધોના વિષયને લઈને ૩૨ જેટલી વાર્તાઓનો એક સંગ્રહ ભેગો કર્યો. પછી એમાંથી પણ વાંચકોને વધુ સારું મળે એમ વિચારી માત્ર ૨૦ વાર્તાઓ પ્રકાશિત કરવાનું મેં મનોમન નિશ્ચિત પણ કર્યું છે. મારી વાર્તાઓના એ પુસ્તકને ‘લાગણી’ નામ આપવાનું વિચાર્યું છે. ક્યારેક આપના હાથમાં આવે તો જરૂરથી વાંચજો. મારી વાર્તાઓમાં સબંધો અને પ્રેમની લાગણીઓનો અહેસાસ મળશે. અને હા જરૂરી એ વખતે દરેક લેખકની જેમ મને પણ આપના પ્રતિભાવોનો ઇંતજાર રહેશે.

**પ્રશ્ન - રેડીઓ જોકી અને સાહિત્યમાં સામ્યતા વિશે આપના વિચારો જાણવા ગમશે.**

**જવાબ –** આજકાલના સમયમાં ઘણા રેડીઓ ચેનલ છે, કે જેમાં માત્ર મનોરંજન પીરસાતું હોય છે પણ માહિતી ઓછી હોય છે. અને જ્યાં મનોરંજનને પણ સ્થાન હોય, અને સાથે સાથે ત્યાં સાહિત્ય સાથે રેડીઓ ચેનલનો પણ પ્રોગ્રામ હોય એવું ભાગ્યે જ જોવા મળે છે. રેડીઓ નજરીયા ૧૦૭.૮ રેડીઓ ચેનલ કદાચ એકમાત્ર એવી રેડીઓ ચેનલ છે, જે રચનાત્મક પ્રવૃતિઓને પણ ૧૦૦% પ્રાધાન્ય આપે છે. એટલે જ સાહિત્ય ઉપરનો પ્રોગ્રામ હું સારી રીતે રજુ કરી શકું છું. રેડીઓ જોકી અને સાહિત્યની સામ્યતા તો જે તે પ્રોગ્રામ અને તેના વિષય પર આધાર રાખે છે. સાહિત્ય ઉપર જો કોઈ RJ વાત કરતુ હોય તો ક્યારેક એ RJ તમને એક બોલતું સાહિત્ય પણ લાગી શકે છે.

**પ્રશ્ન - આપને ગમતા કવિ અને લેખકો વિશે તેમજ એમના લેખન વિશે આપના વિચારો જાણવા ગમશે.**

**જવાબ –** મારા ગમતા કવિ તો ઘણા બધા છે. પણ મરીઝ સાહેબ મારા પ્રિય છે. મરીઝ સાહેબની વાત જ કઈક અલગ છે. શૂન્ય પાલનપુરી, બરકત વિરાણી વગેરે કવિઓની રચનાઓ ખુબ જ ગમે છે. સાથે સાથે

આજના કવિઓમાં ભાવિન ગોપાણી, કે જેમનો 'ઉંબરો' અને 'ઓરડો' કાવ્ય સંગ્રહ અદભુત છે. તેમજ અન્ય કવિઓમાં તુષાર શુક્લ, આગમ શાહ, દીપક સોલંકી, અનીલ ચાવડા, યોગેશ ભટ્ટ આ બધા કવિની રચના પણ અદભુત હોય છે. અને લેખકોમાં વાત કરીએ તો વીનેશ અંતાણી સાહેબ કે જેમની 'પ્રિયજન' અને પન્નાલાલ પટેલ સાહેબની 'મળેલા જીવ' જે મારા સૌથી પ્રિય પુસ્તક છે. અને સાથે સાથે જ કાજળ ઓઝા વૈદ્ય, વર્ષા અડાલજા, રામ મોરી જેવા લેખકોની ટૂંકી વાર્તાઓમાં ચમત્કૃતિ ભાવ હોય છે. ઘણા બધા લેખકો આમતો પ્રિયની શ્રેણીમાં આવી શકે છે.

**પ્રશ્ન - રેડીઓ અને સાહિત્યના સંબંધોમાં વર્તમાન સમયમાં આવતા બદલાવ વિશે આપ શુ માનો છો...?**

**જવાબ – હું માનું છું કે** રેડીઓના માધ્યમ દ્વારા સાહિત્ય હવે મનોરંજનની જેમ ઘર-ઘર સુધી પહોચતું થયું છે. ખુશીની વાત તો એ છે કે આજે પણ સાહિત્યને સાંભળવા વાળો એક ચોક્કસ ચાહક વર્ગ છે. તો જે કોઈ સાહિત્યથી વિમુખ થઇ રહ્યું હતું, એ પણ હવે ફરીથી આળસ મરડીને ઉભું થયું છે. રહી વાત વર્તમાન સમયમાં આવતા બદલાવની તો તમે સોશિયલ મીડિયા પર એની અસર જોઈ જ શકો છો કે સાહિત્ય કેટલી સરસ રીતે હવેના સમયમાં રજુ થાય છે.

**પ્રશ્ન - આજના સમયમાં લેખન ક્ષેત્રે થતી ઉઠાંતરી વિશે આપ શુ કહેશો...? શુ આને નિવારી શકાય ? કંઈ રીતે...?**

**જવાબ –** લેખન ક્ષેત્રે થતી ઉઠાંતરી એ આધુનિક યુગમાં ખરેખર એક મોટો પ્રશ્ન છે. તેને અવશ્ય નિવારી પણ શકાય છે અને સાથે જ જાણે એનું ક્યાંક નિવારણ છે જ નહી એવું પણ એક તબક્કે લાગી જાય છે. હું માનું છું કે લખનાર દરેક વ્યક્તિ પ્રમાણિકતા પૂર્ણ પોતાની રચના રજુ કરે અને સામે છેડે પણ એટલું જ પ્રમાણિકતાથી તેનો સ્વીકાર થાય અને જો આગળ વધારવાના સંજોગોમાં જેની રચના હોય એના જ નામે આગળ વધે તો કદાચ આ નિવારણ પણ શક્ય બને તો છે. પણ તેના માટે દરેક સાહિત્ય ક્ષેત્રે જોડાયેલા વ્યક્તિમાં પ્રમાણિકતા હોવી ખુબ જ જરૂરી છે.

**પ્રશ્ન - કાવ્યગોષ્ઠી ઇ સામયિક વિશે આપના વિચારો.**

**જવાબ –** કાવ્યગોષ્ઠી ઈ-સામયિક એ ઓનલાઈન ક્ષેત્રે આંગળીના ટેરવે સાહિત્ય વહેચવા માટેનો સરસ પ્રયાસ છે, કે જે તમને આધુનિક યુગમાં વાંચવા માટેની બધી જ વ્યવસ્થા ઓનલાઈન અને ઓફલાઈન પણ કરી આપે છે. સૌથી સારો જો કોઈ ફાયદો હોય ઈ-સામયિકનો તો એ એમ છે કે તમે એને ગમે ત્યાં અને ગમે ત્યારે વાંચી શકો છો. એમાં રજુ થતી કવિતાઓ, ગજલો જેવી પદ્ય રચનાઓ પણ સારી હોય છે. આ સામયિક દ્વારા આજના યુવાન લોકો સુધી પહોચવાનો પ્રયત્ન ઉત્તમ કાર્ય છે.

**પ્રશ્ન - કાવ્યગોષ્ઠીના વાંચકો માટે આપ કોઈ સંદેશ આપવા માંગતા હોવ તો આપ અહીં જણાવી શકો છો.**

**જવાબ –** કાવ્યગોષ્ઠીના વાચકોને હું એમ જ કહીશ કે ખુબ જ સુંદર રીતે જીવન જીવો, કાલ કોઈએ જોઈ નથી. આજની જે ક્ષણ છે, એમાં મનભરીને જીવી લ્યો અને હમેશા સકારાત્મક રહો. વાંચવું એ એક ખુબ જ સુંદર

પ્રવૃત્તિ છે. એટલે જો ખરેખર વાંચન પ્રત્યે તમારા દિલમાં પ્રેમ હોય તો જીવનમાં થોડો સમય એને જરૂર આપો અને પછી તો આપના એ પ્રેમમાં આપોઆપ વધારો થશે.

આભાર...

[ રેડીઓ નજરીયાના RJ સોનલ રાવલ અને સુલતાન સિંહ વચ્ચે થયેલ અપ્રત્યક્ષ સંવાદના આધારે...]

# RJ Sonal Raval

RJ @Redio Nazariya [૧૦૭.૮]








# કાવ્યગોષ્ઠી ઈ-સામાયિક

**Welcomes You**

એક નવી શરૂઆત સ્વરૂપે અમે નવી વિચારધારાઓ સાથે આગળ વધવા માંગીએ છીએ. જેના માટે વધુ લોકોની મદદ જોઇશે.

જો આપ પણ કાવ્યગોષ્ઠી સાથે જોડવા માંગતા હોવ તો નીચેના સંપર્કો દ્વારા જણાવી શકો છો.

-: સંપર્ક :-

## સુલતાન સિંહ 'જીવન'

મોબાઈલ - +૯૧ ૯૯૦૪ ૧૮૫ ૦૦૭

[ તમે વોટ્સએપ પણ કરી શકો છો.]

મેઈલ – raosultansingh@gmail.com

વેબપેજ - http://kavygoshthiblog.wordpress.com